# બ્રાહ્મણો નહીં તો સંસ્કૃત નહીં અને સંસ્કૃત નહીં તો બ્રાહ્મણો નહીં





ભુજ : આજે વેદ પુરાણ, ધાર્મિકગ્રંથો ભૂલાઈ રહ્યા છે સાથો સાથ સંસ્કૃત ભાષાને ઓછુ પ્રાધાન્ય અપાય છે ત્યારે કચ્છના બ્રાહ્મણોમાં નવા વિચારો પ્રગટ થાય અને સંસ્કૃતનો પુનઃ ઉદય થાય તે માટે સહિત પ્રયાસો કચ્છ જિલ્લા સમસ્ત બ્રહ્મસમાજના નેજા હેઠળ વૈદિક સનાતન પ્રતિષ્ઠાનમ દ્વારા કરાશે.

સુરતના વૈદિક સનાતન પ્રતિષ્ઠાનમના અવનિશભાઈ પંડયા (એડવોકેટ)એ પત્રકારોને જણાવ્યુ હતું કે, કચ્છના બ્રાહ્મણો સંસ્કૃત ભાષા તરફ પુનઃ વળે અને બ્રાહ્મણોમાં નવ જાગૃતિ આવે તેવા સક્રિય પ્રયાસો હાથધરવા કચ્છના બ્રાહ્મણોને નવી દિશા આપવા એક મિશન ચલાવાશે આજે બ્રાહ્મણો

## બ્રાહ્મણોમાં જાગૃતતા આવે અને સંસ્કૃત ભાષાનો વિકાસ થાય તે માટે મિશન ચલાવાશે

વિવિધ પડકારો સામે ઝઝુમી રહ્યા છે. બ્રાહ્મણોનો માત્ર રાજકિય ઉપયોગ જ કરાય છે ત્યારે સંસ્કૃત ભાષા માટે સરકાર કોલેજો સ્થાપે તે જરૂરી છે 'બ્રાહ્મણ નહી તો સંસ્કૃત નહીં અને સંસ્કૃત નહી તો બ્રાહ્મણ નહીં' કચ્છ જિલ્લા સમસ્ત બ્રહ્મસમાજના પ્રમુખ પ્રકાશભાઈએ આ મિશનને ટેકો આપ્યો હતો તેમજ ગૌહત્યા પ્રશ્ને ઉચ્ચ કક્ષાએ રજૂઆત કરવા પણ જણાવ્યું હતું આ પત્રકાર પરિષદમાં સતિષભાઈ, મંજુલાબેન સહિતનાઓ હાજર રહ્યા હતા.